ત્મા તે દેવની પ્રતિમાને અને લિંગને પૂજે છે તે નિરંતર લિંગને પૂજનારો માણસ ઘણી લક્ષ્મીને પામે છે. આ કલ્યાણકારી શંકરનું સાથળોથકી નીચેનું અર્ધ શરીર અગ્નિ સંબંધી છે, અને અર્ધચંદ્રમારૂપ છે, અને સાથળોથકી ઉપલા ભાગનું પણ અર્ધ શરીર અગ્નિરૂપ છે અને અર્ધ ચંદ્રમારૂપ છે. એ શંકરનું પ્રકાશવાળું કલ્યાણકારી મોટું તૈજસ શરીર દેવતાઓ માટે છે અને મનુષ્યો વિષે પ્રકાશવાળું એવું ઘોર અગ્નિરૂપ શરીર છે. આ જે કલ્યાણકારી શરીર છે તેણેકરી બ્રહ્મચર્યને આચરે છે અને જે અતિ ઘોર મૂર્તિ છે તેણેકરી ઇશ્વર એવા તે સર્વને હણે છે. જેથી તીક્ષ્ણ, ઉગ્ર અને પ્રતાપવાન એવા તે દહન કરે છે અને માંસ શોણિત અને મજ્જાનું ભક્ષણ કરે છે તેથી રૂદ્ર કહેવાય છે.

હે કુંતિપુત્ર અર્જુન! આ તારી આગળ સંગ્રામ વિષે શત્રુઓને હણતા એવા પિનાકધારી દેવ તેં જોયા હતા તે આ મહાદેવ છે. હે પાપરહિત! જ્યારે તેં સિંધુરાજ જયદ્રથના વધ માટે પ્રતિજ્ઞા કરી હતી ત્યારે પર્વતના શિખર વિષે સ્વપ્નમાં શ્રીકૃષ્ણે જેને દર્શાવ્યા હતા તે આ દેવ ભગવાન સંગ્રામ વિષે તારી આગળ ચાલે છે કે જેણે તને અસ્ત્રો આપેલાં હતાં અને જે અસ્ત્રોએકરી દાનવોને હણતા હતા. હે કુંતિપુત્ર અર્જુન! ધનને આપનાર, આયુષને આપનાર પુણ્યરૂપ અને વેદેકરી તુલ્ય એવું શતરૂદ્રિય તને કહ્યું. સર્વને અર્થને કરનાર પુણ્યરૂપ, સર્વ પાપને નાશ પમાડનાર સર્વ પાપને શમાવનાર, સર્વ દુઃખ અને ભયને મટાડનાર એવાં ચાર પ્રકારવાળાં આ સ્તોત્રને જે મનુષ્ય નિરંતર સાંભળે છે તે સર્વ શત્રુઓને જીતી રૂદ્ર લોકમાં પૂજાય છે. સંગ્રામ વિષે કહેલા મહાત્માનાં ચરિતરૂપ એવાં આ શતરૂદ્રિયને નિરંતર સવારે ઉઠેલો એવો મનુષ્યોમાં જે ભણનાર અને સાંભળનાર તથા વિશ્વના ઇશ્વર એવા દેવને ભજનાર છે તે માણસ ત્ર્યંબક એવા શંકર પ્રસન્ન થવાથી ઇચ્છિત મનોરથોને પામે છે. હે કુંતિપુત્ર! જા અને યુદ્ધ કર; તારો પરાજય નથી; કારણ કે જેના મંત્રી રક્ષા કરનાર અને પડખામાં રહેનાર જનાર્દન ભગવાન છે.

સંજય કહે છે–હે શત્રુને દમનાર ભરતશ્રેષ્ઠ! તે સમયે એવી રીતે યુદ્ધમાં અર્જુનને કહી પરાશરના પુત્ર વેદવ્યાસ જે પ્રમાણે આવ્યા હતા તે પ્રમાણે પાછા ગયા. હે રાજન્! મહાબળવાન હણેલા એવા બ્રાહ્મણ દ્રોણાચાર્ય પાંચ દિવસ મોટું ઘોર યુદ્ધ કરી બ્રહ્મલોકને પામ્યા. વેદ સારી રીતે ભણવાથી જે ફળ થાય છે તે આ પર્વ વિષે ફળ થાય છે અને આ પર્વમાં નિર્ભય એવા ક્ષત્રિયોનો મોટો યશ રહેલો છે. જે માણસ નિરંતર આ પર્વને કહે છે અથવા સાંભળે છે, તેનાં કરેલાં મહા પાપો અને ઘોર કર્મો સર્વ છુટી જાય છે આ પર્વ વિષે નિત્ય બ્રાહ્મણોને યજ્ઞની પ્રાપ્તિ થાય છે, ક્ષત્રિયોનો ઘોર યુદ્ધમાં યશ થાય છે અને શેષવર્ણ એવા જે વૈશ્ય અને શૂદ્ર છે તે બે ઇચ્છિત મનોરથને તેમજ પ્રિય એવા પુત્ર અને પૌત્રોને પામે છે.

यज्ञावाप्तिर्ब्राह्मणस्येह नित्यं घोरेयुद्धे क्षत्रियाणां यशश्च ।
शेषौ वर्णौ काममिष्टं लभेते पुत्रान्पौत्रान्नित्यमिष्टांस्तथैव ॥

इति श्री महाभारते शतसाहस्र्यां संहितायां वैयासक्यां द्रोणपर्वणि नारायणास्त्रमोक्षपर्वणि गुर्जरभाषायां द्व्यधिकद्विशततमोऽध्यायः ॥ २०२ ॥

॥ द्रोणपर्व समाप्तं ॥